# એક અમીર ફકીર : અબ્દુલ સત્તાર

☐ યજ્ઞેશ દવે

**આ**જે વાત કરવી છે એક પાક-પવિત્ર પાકિસ્તાનીની. નામ એનું અબ્દુલ સત્તાર ઈધિ. ખરા અર્થમાં પરાઈ પીડાને જાણનારો સેવાનો ભેખધારી એક ઓલિયો ફકીર. ગુજરાતી તરીકે આપણને ગૌરવ થાય કે ગુજરાત-કાઠિયાવાડે પાકિસ્તાનને બે મહાનુભાવ આપ્યા. એક મૂળ મોટી પાનેલીના ખોજા વિખ્યાત બેરિસ્ટર આઝાદીના લડવૈયા પાકિસ્તાનના સ્થાપક મોહમ્મદ અલી ઝીણા અને બીજા જૂનાગઢ જિલ્લાના બાંટવામાં જન્મેલા અભણ ઓલિયા ફકીર મુફલિસની અમીરી ભોગવતાં ગુજરાતી મેમણ અબ્દુલ સત્તાર ઈધિ. પાકિસ્તાનના ઇતિહાસમાં સરમુખત્યાર રાષ્ટ્રપતિ ઝિયા-ઉલ-હકના 1988માં થયેલા આકસ્મિક અવસાનના લગભગ અઠ્ઠયાવીસ વરસ પછી રાષ્ટ્રીય સન્માન સાથે કોઈની અંતિમવિધિ થઈ હોય તો તે કોઈ હોદ્દો કે પદ ન ધરાવતા મુફલિસ મૂક સેવક અબ્દુલ સત્તાર ઈધિની. પાકિસ્તાનના સહુથી અમીર ગરીબ તરીકે ઓળખાતા આ ફકીરની અંતિમક્રિયામાં પાકિસ્તાનના તત્કાલીન રાષ્ટ્રપતિ મામનુન હુસૈન અને સૈન્યના વડાઓ સમેત લાખો કરાચીવાસીઓ જોડાયેલા.

1928ની અઠ્ઠયાવીસ ફેબ્રુઆરી. જૂનાગઢ જિલ્લાના બાંટવા ગામે એક સાધારણ મેમણ વેપારીને ઘરે તેમનો

જન્મ. બાળપણ તો બીજા છોકરાઓની જેમ જ વીત્યું હશે. પણ એ સમયે ઊંડા સંસ્કાર પડેલા તે માના. મા નાના અબ્દુલને રોજ બે પૈસા વાપરવા આપે અને કહે "એક પૈસો તારો - તારે જે લેવું ખાવું હોય તેના માટે અને બીજો પૈસો કોઈ જરૂરિયાતમંદ માટે." માની એ શીખ ગણીને ગાંઠે બાંધી. ભારત પાકિસ્તાનના ભાગલા પછી કરાચી-પાકિસ્તાન ગયા. ઘરબાર છોડીને આવેલા સિંધીઓ નિરાશ્રિત તરીકે ભારત આવ્યા અને ઘણી તકલીફો ભોગવી જિંદગી નવેસરથી શરૂ કરી તે જ રીતે ભારતથી પાકિસ્તાન ગયેલા નિરાશ્રિતોએ એકડે એકથી જિંદગી શરૂ કરી.

કરાચીના કેટલાક મેમણોનો સાથ મળ્યો અને નાનો એવો ધંધો શરૂ કર્યો. ટેક્સીડ્રાઈવર તરીકે પણ કામ કર્યું. પોતે ગરીબ પણ બીજા ગરીબ ગુરબાં કે દર્દીને જુવે ત્યારે પોતાનો વિચાર કર્યા વગર મદદે દોડે. પોતાની કાર એ જ એમની એમ્બ્યુલન્સ. 1957માં એ સમયે ફેલાયેલી એશિયન ફ્લુની મહામારી સમયે તેમણે સ્થાનિક મેડિકલ સ્ટુડન્ટની મદદથી નાનું એવું દવાખાનું ખોલ્યું એમના કામને બિરદાવી કોઈ સજ્જને પહેલી એમ્બ્યુલન્સ ભેટ આપી. નાના પાયે સેવાપ્રવૃત્તિ તો શરૂ કરી પણ પૈસા ક્યાં? ઝોળી ફેલાવવામાં ક્યાં શરમ છે. એ તો ચાર રસ્તે જઈ ઊભા રહે. કોઈ પાંચ રૂપિયા આપે, કોઈ દસ રૂપિયા તો કોઈ કારનો ડ્રાઈવર બારીનો કાચ ખોલી પચાસની નોટ આપે પણ પાછળ બેઠેલા શેઠ છાપામાંથી માથુંય ઊંચું ન કરે. કોઈ વાંધો નંઈ. એમને ક્યાં પોતાના માટે માગવું હતું! સમાજ પાસેથી લઈ સમાજને જ દેવું હતું. ધીમે ધીમે તેમનું કામ જોઈ દાનની સરવાણી વહેવા લાગી - પહેલાં દેશમાંથી અને પછી પરદેશમાંથી. છતાં સરકાર પાસે હાથ લાંબો નથી કર્યો. તેમની નામના થયા પછી પાકિસ્તાન સરકારે માતબર રકમની ઓફર કરી ત્યારેય નમ્રતાપૂર્વક એ ઓફર પાછી ઠેલી. દાન આવવાનું શરૂ થયું તેની સાથે સાથે કામ પણ વિસ્તર્યું. પહેલાં ઈધિ ટ્રસ્ટ સ્થાપ્યું માત્ર રૂપિયા પાંચ હજારની મૂડી સાથે. પ્રવૃત્તિ વધતાં પત્નીના નામથી 'બિલ્કિસ ઈધિ ટ્રસ્ટ અને ઈધિ ફાઉન્ડેન્શન.

અબ્દુલ સત્તારના સ્વાસ્થ્યસેવાના કામમાં જોડાયેલાં નર્સ બિલ્કિસ બાનુ સાથે તેમણે લગ્ન કર્યાં અને પત્ની પણ પૂરી ધગશથી એ સેવામાં જોડાયાં. ધીમે ધીમે કરતાં અત્યારે પૂરા પાકિસ્તાનમાં તેમનાં ત્રણસો ત્રીસ જેટલાં વેલફેર સેન્ટર ચાલે છે અને રોડ પર ફરતી ચોવીસ કલાક સેવા આપતી એમ્બ્યુલન્સોની સંખ્યા તો પંદર હજારે પહોંચી. સેવાના આ ભેખધારીએ તો સેવાપ્રવૃત્તિઓને ઓર વિકસાવી - અલગ અલગ ક્ષેત્રોમાં. અનાથ બાળકોની પાકિસ્તાનમાં પણ મોટી સમસ્યા ધીમે ધીમે એમના ઉછેર અને વ્યવસ્થાપનની જવાબદારી લીધી



- અનાથ આશ્રમ ખોલ્યો. રઝળતાં તરછોડાયેલાં નોધારાં બાળકો તો મળે જ પણ તેમણે તો સંસ્થા બહાર એક પારણું મૂક્યું. વખાની મારી કોઈ મા કે આબરૂ જવાની બીકે કોઈ કુંવારી માના બાળકને રાતનું અંધારું ઓઢી પારણામાં મૂકી જાય. તે પછી બાળકનાં ઉછેર વિકાસ શિક્ષણની જવાબદારી સંસ્થા સંભાળે - ધીમે ધીમે એવા અનાથ બાળકોની સંખ્યા 20,000 સુધી પહોંચી. આજે આ 20,000 બાળકોનાં માતાપિતા છે બિલ્કિસ બાનુ અને અબ્દુલ સત્તાર.

'બજરંગી ભાઈજાન' ફિલ્મ બનેલી તે સત્યઘટના હતી. ભૂલથી પાકિસ્તાન પહોંચી ગયેલી બહેરીમૂંગી બાળકી ગીતાની. તે ગીતાએ પાકિસ્તાનમાં છેલ્લાં વરસો આ ઈધિ પરિવાર સાથે ગાળેલાં. આજથી વીસેક વરસ પહેલાં એક બહેરીમૂગી આઠેક વરસની બાળકી ભૂલથી સમજૌતા એક્સપ્રેસમાં બેસી લાહોર પહોંચી ગયેલી. મૂગી હોવાને કારણે કોઈ માહિતી ન મળતાં તેને લાહોરના અનાથાલયમાં રાખવામાં આવી ત્યાંથી તેને ખસેડી ઇસ્લામાબાદના યતીમખાનામાં મૂકવામાં આવી અને નસીબજોગે ત્યાંથી કરાચી-ઈધિ ફાઉન્ડેશન સંસ્થામાં આવી. ઈધિ પરિવારે જોયું કે ઇબાદત વખતે તે હિંદુઓની જેમ હાથ જોડે છે અને કોઈ વડીલ મળે તો તેને નમી ચરણસ્પર્શ કરે છે અને બહાર કોઈ મંદિર આવે તો અનાયાસ જ તે તરફ ખેંચાય છે. કિશોરીની આવી વર્તણૂક પરથી તે હિંદુ જ છે તેવી ખાતરી થઈ અને તેના માટે નાનકડું મંદિર પણ બનાવવામાં આવ્યું અને તેને ગીતા નામ આપી એક હિંદુ છોકરી પ્રમાણે રાખવામાં આવી. આ વાતની ખબર પડ્યા પછી તત્કાલીન વિદેશમંત્રી શ્રીમતિ સુષ્મા સ્વરાજે અંગત

રસ લઈ રાજદ્વારી વાટાઘાટો ચલાવી જેમાં પાકિસ્તાનની તત્કાલીન સરકારે સાથ આપ્યો અને 2015ના ઓક્ટોબર મહિનામાં પંદર વરસ પછી દિલ્હી-ભારતની ધરતી પર આવી. ગીતાને વળાવવા અબ્દુલ સત્તાર ઈધિનાં પત્ની બિલ્કિસ બાનુ અને તેમનાં કુટુંબીજનો દિલ્હી આવેલાં. તેમના માનવતાવાદી કાર્યની કદરરૂપે ભારતસરકારે એક કરોડ રૂપિયા દાનની ઓફર કરી તો અબ્દુલ સત્તારે આભાર માની નમ્રતાપૂર્વક એ ઓફર નકારી. ભૂતકાળમાં પાકિસ્તાનની સરકારે પણ માતબર રકમની ઓફરનો પણ નમ્રતાપૂર્વક અસ્વીકાર કરેલો.

માનવસેવાના કામમાં ઈધિ પરિવાર પોતાની પ્રવૃત્તિઓ વિકસાવતો રહ્યો. સમાજમાં તિરસ્કૃત સ્થાન ભોગવતી વિધવાઓ અને ત્યક્તાઓના તારણહાર બની તેમને પાંખમાં લીધાં અને તેમના આશ્રય અને પગભર થવા વ્યાવસાયિક તાલીમ મળી રહે તેવી સંસ્થાઓ ખોલી. એ પ્રવૃત્તિ વિકસાવી વૃદ્ધાશ્રમો - Old Age Home ખોલ્યાં. તેમની કરુણા, સેવા માણસો પૂરતી મર્યાદિત ન રહી. તેમણે તરછોડાયેલાં અસહાય વૃદ્ધ અશક્ત થઈ ગયેલાં ખોડાં ઢોર માટે પણ એનિમલ કેર સેન્ટર ખોલ્યું. આ સાથે બિનવારસી મૃતદેહને માનભેર અવ્વલ મંઝિલે પહોંચાડવાનું વિધિપૂર્વક દફનાવવાનું કામ તો ચાલુ જ રાખ્યું. તેમની માનવતાવાદી દૃષ્ટિમાં ધર્મના કે બીજા કોઈ ભેદભાવને સ્થાન ન હતું. તેમની એમ્બ્યુલન્સ સેવાનો હિંદુઓ અને ખ્રિસ્તીઓને પણ લાભ મળતો. કટ્ટર ધર્માંધ લોકોએ જ્યારે વિરોધ કર્યો ત્યારે તેમનો જવાબ હતો ''મારી એમ્બ્યુલન્સ તમારા કરતાં વધારે મુસલમાન છે.'' પાકિસ્તાનના કટ્ટર લોકોને તેઓ આંખના કણાંની જેમ ખૂંચતા રહ્યા.

આવા ઉમદા કામમાં પણ તેમની ઉપર ઓછું નથી વીત્યું. બિલ્કિસ બાનુની પ્રસૂતિ જેમણે કરાવી એ દાયણ બહેન જીવતાં હોવા છતાં ઈધિ દંપતીનાં બાળકો તેમનાં નથી એવી અફવાઓ પણ ફેલાવવામાં આવી. એકવાર તો ત્યાં સેન્ટરમાં કામ કરતી ત્રણ બહેનોએ ઈધિનો દોહિત્ર બિલાલ પર એસિડ છાંટ્યો. છોકરો નેવું ટકા દાઝયો અને અંતે અવસાન પામ્યો. ઈધિ પરિવાર પર એ મોટો આઘાત હતો. લોકોએ ફરિયાદ કરવા કહ્યું તો તેમનો જવાબ હતો 'જેલ જાયેગી તો ઓર શાતિર ગુનહગાર હો કે નિકલેગી. બદલા લેના ઇન્સાન કા કામ નહીં હૈં.' તેમણે ફરિયાદ ન જ કરી. એમના ઘરમાંથી ચાર લાખ રૂપિયાની ચોરી થઈ તેની પણ કોઈ ફરિયાદ ન લખાવી. કોઈ દાતાએ એ રકમ દાનરૂપે ભરપાઈ કરી આપી. ઇથોપિયા દુકાળ સમયે અને કેટેરિના વાવાઝોડા સમયે પણ તેમણે જરૂરિયાતમંદોને મદદ પહોંચાડી.

આવી નિસ્વાર્થ માનવતાવાદી સેવાની કદર થઈ. પાકિસ્તાને તેમના સર્વોચ્ચ નાગરિક સન્માન 'નિશાન-એ-ઇમ્તિયાઝ'



એવોર્ડથી નવાજ્યા તો ભારતે 'ગાંધીશાંતિ' પુરસ્કારથી. 1986માં બિલ્કિસ બાનુ અને અબ્દુલ સત્તાર દંપતીને એશિયાનો નોબેલ ગણાતો 'રામન મેગ્સેસે' એવોર્ડથી નવાજ્યા તો 1988માં રશિયાએ તેમના લેનિન પુરસ્કારથી, યુનાઈટેડ નેશન્સનો પુરસ્કાર પણ તેમને મળ્યો. તેમની હયાતી દરમિયાન બીજા અનેક રાષ્ટ્રીય આંતરરાષ્ટ્રીય એવોર્ડ, બે યુનિર્વસિટીની માનદ્ ડોક્ટરેટની પદવી ઉપરાંત 2011 અને 2016માં નોબેલ શાંતિ પુરસ્કાર માટે પણ નોમિનેટ કરવામાં આવ્યા. સેંકડોની સંખ્યામાં પુરસ્કારો મળ્યા એ તેમનાં કામને લીધે. અને એ કામ તેમના છેલ્લા શ્વાસ સુ ધી ચાલુ રાખ્યું. 85-86 વર્ષની જૈફ ઉંમરે તેમનાં સપનાંઓનો પાર નહોતો. બ્લુચિસ્તાનના અંતરિયાળ ડુંગરાળ વિસ્તારમાંથી કોઈ દર્દીને હોસ્પિટલ પહોંચાડવામાં સમય લાગે અને કોઈ સારવાર વગર રસ્તામાં દર્દીનું મોત પણ નીપજે. આવા દર્દીઓ માટે તેમનું સપનું હતું કે સેંકડો એમ્બ્યુલન્સની જેમ જ એક હેલિકોપ્ટર વસાવવું. તેમનાં પત્ની બિલ્કિસ બાનુ હસતાં હસતાં કહે 'જેબ મેં હાથ ડાલો તો સિર્ફ ધાગા નીકલતા હૈ ઔર ઈધિસાબ તો હેલિકોપ્ટર કા ખ્વાબ દેખ રહે હૈ.' વારે વારે એક શબ્દ તેમના મોઢે આવે તે 'ઇન્સાનિયત.' તેઓ કહેતા 'લોગ પઢે લિખે, આબાદ હુએ, તરક્કી કી, પર ઇન્સાન નહીં બન પાયે.' તેમના સેવાકાર્યમાં ધર્મ, સંપ્રદાય, જાતિ, નાતજાતના કોઈ ભેદભાવ ન હતા. કોઈ પણ જરૂરિયાતમંદ માટે સેવા કરવા તત્પર. પાકિસ્તાનના ધર્માંધોને અબ્દુલ સત્તાર આંખના કણાંની જેમ ખૂંચતા. કોઈ કોઈ તો બદદુવા આપતા 'અલ્લાહ ઉન કો જન્નત નહીં બક્ષેંગે.' ઈધિસાહેબનો જવાબ રહેતો 'મુજે કહાં જન્નત મેં જાના હૈ? મૈં તો જહન્નુમ મેં હી જાઉંગા ઔર વહાં લોગોં કી ખિદમત કરુંગા.'

ઈધિસાહેબે લગભગ છ દસકા સુધી લોકોની સેવા કરી. પણ તેઓ પોતે કહે છે તેમ જો તેમનાં પત્ની બિલ્કિસ બાનુનો સાથ ન હોત તો આ કામ ન થઈ શકત. પહેલાં ઈધિસાહેબની ડિસ્પેન્સરીમાં નર્સ તરીકે સેવા આપતાં પછીથી તેમનાં શરીક-એ-હયાત-તેમનાં પત્ની બન્યાં. ઉંમરમાં તેમનાથી ઘણાં નાનાં પણ જોડું બરાબર ચાલ્યું. ઈધિસાહેબ તો 'કાજી સારે ગાંવ કી ફિકર' જેવા ફકીર મસ્ત મલંગ - ઘર તરફ પૂરતું ધ્યાન ક્યાંથી આપ્યું હોય? બિલ્કિસ બાનુએ ઘર પાંચ સંતાનો, ઈધિસાહેબ અને સંસ્થા બધું સંભાળ્યું. મુશ્કેલીઓ તો ખૂબ પડી પણ બિલ્કિસ બાનુ ગાલિબને ટાંકીને કહે 'મુશ્કિલેં મુજ પર પડી ઈતની કે આસાં હો ગઈ.' શરૂઆતમાં તો એ પણ અકળાયાં હશે પણ તેમણે માએ કહેલી વાત જિંદગીમાં ઉતારી. 'મેરી માને કહા થા યા તો કિસી કે બન જાઓ યા તો કિસી કો અપનાલો.' યે બંદા તો કિસીકા બનનેવાલા થા નહીં તો હમ હી ઉન કે બન ગયે. માને કહા થા 'નેક કામ કરતા હૈ તો ઉન કો સાથ દિયા કર તેરે બચ્ચેં કો મૈં સંભાલૂંગી.' ઔર મેરી માને મુર્ગી પેરોં મેં અપને બચ્ચોં કો પાલતી હૈ વૈસા પાલા.' બિલ્કિસ બાનુ પ્રેમાળ એવાં જ ટીખળી અને હાજરજવાબી, લાગે કે એવી ટીખળ તો પ્રેમી સાથે જ થઈ શકે. હસતાં હસતાં કહે મારું જ કાંઈ હતું તે મેં એમના પર લૂંટાવી દીધું. વિખ્યાત શાયર અમજદ ઇસ્લામ-અમજદની એક ગઝલનો શેર એમની રીતે કહ્યો ''વો મેરે નસીબ કી બારિસેં સત્તાર ઈધિ કી છત પર બરસ ગઈ.''

જીવનના છેલ્લાં વરસોમાં વૃદ્ધાવસ્થાને કારણે શરીર કથળી ગયેલું પણ ગાલિબના શેરમાં થોડો ફેર કરીને કહીએ તો 'ગો હાથ કો જુમ્બીશ નહીં પાંવો મેં તો દમ હૈ' જેમ પથારીમાંથી ઊઠી નીકળી પડે. બિલ્કિસ બાનુ એક પ્રસંગને ટાંકતાં કહે 'બિસ્તર મેં સે ઉઠને ચલને કે લિયે ભી દો લોગોં કા સહારા લેના પડતા હૈ ફિર ભી અભી ઘાયલ મોર કા મામલા આયા તો જવાન કી તરહ ઉઠ ખડે હુએ. મૈંને કહા હમારી ટીમ, ડોક્ટર સબ ગયે હુએ હૈં, ફિર ભી વો ગયે કહા કિ મિશન ઠીક ચલ રહા હૈ કિ નહીં વો દેખને ગયા થા. આ કે ફિર કહતે હૈં કિ મૈં થક ગયા. ઢળતી ઉંમરે પણ એક મોરની જિંદગી બચી જાય એ એમનું મિશન હતું. તેઓ કહેતા 'મૈં તો મુફલિસ હૂં પઢા લિખા કુછ નહીં એક હી જબાન મુજે આતી હૈ - ગુજરાતી ઔર સિગ્નેચર કર લેતા હૂં.' પાકિસ્તાનના સહુથી અમીર ગરીબ - Pakistan's Richest Poor man' 2016ની આઠમી જુલાઈએ અવસાન થયું. પાકિસ્તાનના લોકોએ અને સરકારે તેમને એક કર્મશીલને છાજે તેવી વિદાય આપી. આજે તેમણે સ્થાપેલી અનેક સેવાકીય સંસ્થાઓ તેમનાં પત્ની બિલ્કિસ બાનુ, પુત્ર ફૈઝલ અને કુટુંબીઓ સંભાળી રહ્યાં છે. આપણને પણ ગર્વ થાય આવા ગરવા ગુજરાતી પર. ❑❑❑